

# ॥ श्रीउपदेशग्रंथावलि ॥

## ॥ अंक ओगणपचासमो* ॥

# ॥ उपनिषदोनो सिद्धांत ॥

### आशीर्वादरूप मंगल.

दोहरो.

औपनिषत्सिद्धांतनो, जे जन करे विचार;
सर्वात्मभावने पामी ते, तरे दुःखद संसार.

उप एटले मुमुक्षुना अंतःकरणने सर्वदुःखोथी रहित ने परमानंदरूप ब्रह्मनी समीप लइ जइने, नि एटले ते अंतःकरणमां

---


*संवत् १९७२, (शाके १८३८,) आषाडसुदि पूनम. प्रथमावृत्ति. प्रति १५००.

योजनार:—ब्रह्मनिष्ठ महाराज श्रीनथुरामशर्मा.

बीलखा. काठियावाड.

मुमुक्षुओने मनन करवामाटे विनामूल्ये आपवा प्रकट करनार

धर्मसिंह चांपसिंह बुद्धदेव अने हीराचंद चांपसिंह बुद्धदेव.

राजकोट-काठियावाड.

---

अमदावाद—पीरमशा रोड उपर निर्मळ प्रिन्टींग प्रेसमां

लल्लुभाइ ईश्वरभाई त्रिवेदीए छाप्युं.

રહેલી અવિદ્યા ને તેનાં કાર્યો જે દુઃખાદિ તેમનો નિઃશેષ, ષદ્ એટલે ઐકાંતિક ને આત્યંતિક વિનાશ કરનાર તે ઉપનિષદ્ એટલે બ્રહ્મવિદ્યા અથવા બ્રહ્મજ્ઞાન કહેવાય છે. એવી રીતે ઉપનિષદ્‌નો મુખ્ય અર્થ બ્રહ્મવિદ્યા વા બ્રહ્મજ્ઞાન થાય છે, અને તે બ્રહ્મવિદ્યાનું, બ્રહ્મસ્વરૂપનું ને તે બ્રહ્મવિદ્યાનાં સમીપનાં સાધનોનું વેદોના જે ભાગમાં નિરૂપણ કરવામાં આવ્યું છે તે ભાગો પણ ગૌણ અર્થમાં ઉપનિષદ્ વા વેદાંત કહેવાય છે. કોઇ પણ વિષયના સર્વ પૂર્વપક્ષોનું પ્રમાણથી ને યુક્તિથી મધ્યસ્થભાવે નિરાકરણ કરી જે સ્થાયી ને છેવટનો નિશ્ચય કરવામાં આવે તે તે વિષયનો સિદ્ધાંત કહેવાય છે. ઉપનિષદોએ જીવ, જગત્, ઈશ્વર, મોક્ષ ને મોક્ષસાધનો એ વિષયોમાં કરેલો અંતિમ નિશ્ચય તે ઔપનિષત્સિદ્ધાંત અથવા ઉપનિષદોનો સિદ્ધાંત કહેવાય છે. આ લઘુ-લેખમાં ઉપનિષદોના તે અગત્યના વિષયોના નિશ્ચયો સંક્ષેપમાં જણાવેલા હોવાથી આ લઘુલેખનું નામ ઉપનિષદોનો સિદ્ધાંત એવું રાખવામાં આવ્યું છે.

ઋગાદિ ચાર વેદો બહુધા સંહિતા અથવા મંત્રભાગ, આરણ્યકો-સહિત બ્રાહ્મણભાગ, ને ઉપનિષદ્‌ભાગ એમ ત્રણ ભાગમાં વહેંચાયેલા છે. વેદોના મંત્રભાગોમાં ને આરણ્યકોસહિત બ્રાહ્મણભાગોમાં બહુધા વૈદિકકર્મોના સંબંધનું, તથા કર્મોનાં અંગોના સંબંધની ઉપાસનાનું, અને ભિન્ન ભિન્ન દેવોરૂપે પરમાત્માની ઉપાસનાનું નિરૂપણ છે. સર્વ વેદોની સર્વ ઉપનિષદોમાં બહુધા બ્રહ્મસ્વરૂપનું ને બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધનોનું પ્રધાનપણે નિરૂપણ છે. બ્રહ્મના સ્વરૂપનો યથાર્થ અનુભવ થયા વિના મનુષ્યનું અંતઃકરણ દુઃખથી રહિત, શાંત ને સુખી થઇ શકતું નથી, માટે બ્રહ્માનુભવની પ્રાપ્તિના ઉપાયો દેખાડનાર ઉપનિષદોનો વિવેકી આર્યો બહુ આદર કરે છે.

કોઇ પણ માણસ દુઃખને ઇચ્છતું નથી, સર્વે માણસો સુખનેજ ઇચ્છે છે. કોઇ માણસોની પ્રવૃત્તિ પોતાને પ્રાપ્ત થયેલા દુઃખને દૂર કરવામાટે હોય છે, કોઇ માણસોની પ્રવૃત્તિ પોતાને ભવિષ્યમાં પ્રાપ્ત થનારા દુઃખનો અટકાવ કરવામાટે હોય છે, અને કોઇ માણસોની પ્રવૃત્તિ અપ્રાપ્ત સુખની પ્રાપ્તિ કરવામાટે હોય છે. મનુષ્યોનો મોટો ભાગ જે ખેતી, વ્યાપાર, નોકરી, વકીલાત, દલાલી ને મજુરી આદિ ધંધાઓ કરે છે તે પણ દુઃખની નિવૃત્તિમાટે વા સુખની પ્રાપ્તિમાટેજ કરે છે, પણ તે ધંધાઓવડે તેમના અંતઃકરણમાં થતો દુઃખાનુભવ પૂરતી રીતે શાંત થતો નથી, અને તેમને અવિચલ સુખનો અનુભવ થતો નથી, માત્ર તેઓ તે ધંધાવડે પોતાના દેહનો ને પોતાના પોષ્યવર્ગના દેહોનો નિર્વાહ ચલાવે છે, ને દુઃખની અલ્પાંશે નિવૃત્તિ ને સુખની અલ્પાંશે પ્રાપ્તિ કરી શકે છે.

મનુષ્યોનો કેટલોક ભાગ જે તીર્થયાત્રા, તિલક ને માલાનું ધારણ, સદાવ્રત સ્થાપી અન્નદાન, નાનાપ્રકારનું શાસ્ત્રોક્ત કર્મ, ભિન્ન ભિન્ન પ્રકારનું તપ, પરમાત્માનું કીર્તન, જપ, શાસ્ત્રશ્રવણ, શાસ્ત્રનું અધ્યયન, વનવાસ ને હઠયોગની શ્રમસાધ્ય ક્રિયાઓ કરે છે તેમાંનો મોટો ભાગ પણ દુઃખની સંપૂર્ણ નિવૃત્તિ કરવામાં ને અવિચલ સુખ મેળવવામાં વિજયી થતો નથી, માત્ર તે તે કર્મવડે તેઓ અલ્પાંશે દુઃખનિવૃત્તિ ને અલ્પાંશે સુખપ્રાપ્તિ કરી શકે છે. તેમાંનો બહુ થોડો ભાગ પોતાની યોગ્ય પ્રવૃત્તિવડે પોતાના ચિત્તની શુદ્ધિ ને કાંઇક અંશે પોતાના ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરવા ભાગ્યશાલી નીવડે છે, તેથી તેઓ દુઃખનિવૃત્તિનો ને સુખોપભોગનો કાંઇક વધારે અનુભવ કરવા સમર્થ થાય છે.

જે માણસો અભિમાનનો તથા કર્મનાં ફલોની ઇચ્છાનો પરિત્યાગ કરી શ્રદ્ધાવડે તથા આદરવડે પોતાનું કર્તવ્ય સમજીને પોતાના અધિકાર-

પ્રમાણે શાસ્ત્રોક્ત કર્મો કરે છે તે માણુસો પોતાના અંતઃકરણુને પાપ-સંસ્કારોના વેગથી રહિત શુદ્ધ કરવા સુભાગી થાય છે. તેઓ પણુ દુઃખની સંપૂર્ણ નિવૃત્તિ ને પરમાનંદની પ્રાપ્તિ કરી શકતા નથી.

જે મનુષ્યો લૌકિકરીતે પોતાના મનાતા દશ્ય પ્રાણિપદાર્થોમાંથી મમતા મૂકી દઈ પરમાત્માના લીલાવિગ્રહનાં આનંદપ્રદ ચરિત્રોનું પરમાદરપૂર્વક શ્રવણુ કરે છે, જે મનુષ્યો તેઓશ્રીના શુભગુણોનું પરમાદરપૂર્વક ગાન કરે છે, જે મનુષ્યો અંતઃકરણુ તથા વાણીને પવિત્ર કરનારા તેઓશ્રીના નામનું પરમાદરપૂર્વક સ્મરણુ કર્યા કરે છે, અને જે મનુષ્યો પરમાત્માની પવિત્ર પ્રતિમામાં પરમાત્મભાવ રાખી તેનું પરમાદરપૂર્વક વિધિવત્ પૂજન કરે છે, તથા તેને પરમપ્રેમથી વારંવાર નમન કરે છે, તે સર્વ મનુષ્યો વહેલામોડા અનન્યભક્તિની પ્રાપ્તિવડે પરમકૃપાલુ પરમાત્માની કૃપા પ્રાપ્ત કરી તેમના લોકને પ્રાપ્ત થાય છે, વા બ્રહ્મના જ્ઞાનના લાભવડે સર્વ દુઃખોની સંપૂર્ણનિવૃત્તિરૂપ ને પરમાનંદની પ્રાપ્તિરૂપ સદ્યોમોક્ષને એટલે પોતાના વાસ્તવિક સ્વરૂપમાં અવિચલ વિશ્રાંતિને પામે છે.

જે મનુષ્યો યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, બ્રહ્મધારણા, બ્રહ્મધ્યાન ને બ્રહ્મસમાધિવડે પોતાના ચિત્તને બ્રહ્મમાં સુસ્થિર કરી બ્રહ્મસાક્ષાત્કારના પ્રતિબંધનો ક્ષય થયે અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા ભાગ્યશાલી થાય છે તેઓ પણુ બ્રહ્મવિદ્યાનામની અંતઃકરણુની વૃત્તિને પ્રાપ્ત થયેલા હોવાથી સદ્યોમોક્ષને પ્રાપ્ત થાય છે.

જે મનુષ્યો વિવેક આદિ ચાર સાધનો સંપાદન કરી બ્રહ્મસ્વરૂપનું શ્રવણુ, મનન ને નિદિધ્યાસન કરે છે તે મનુષ્યો પણુ બ્રહ્મસાક્ષાત્કારના

પ્રતિબંધનો ક્ષય થયે બ્રહ્મસ્વરૂપના સાક્ષાત્કારવડે પૂર્વોક્ત સદ્યોમોક્ષ મેળવવા સુભાગી થાય છે.

જીવમાં ચેતન ને જડ એવા બે અંશ છે. તેમાં જે ચેતનરૂપ અંશ છે તે બ્રહ્મ–શુદ્ધચેતન–છે, ને તેમાં જે જડાંશ છે તે અવિદ્યાનો અંશ વા અંતઃકરણ છે. જીવના સ્વરૂપમાંથી એ જડાંશ વિવેકવડે દૂર કરી નાંખવાથી અવશેષભાગરૂપ જે ચેતન રહે છે તે ચેતન આ પ્રતીત થતા સર્વ પ્રાણિપદાર્થોના અધિષ્ઠાનરૂપ ચેતનથી–બ્રહ્મથી-ભિન્ન નથી, પણ તે સ્વરૂપજ છે. "**अयमात्मा ब्रह्म**" ( આ આત્મા બ્રહ્મ છે, ) "**प्रज्ञानं ब्रह्म**" ( આત્મા બ્રહ્મ છે, ) "**अहं ब्रह्मास्मि**" ( હું બ્રહ્મ છું, ) "**तद्वा एतत् ब्रह्माद्वयं सदानन्दचिन्मात्रमात्मैव तदेतत्सत्यमात्मा ब्रह्मैव ब्रह्मात्मैव**" ( તે આ પ્રસિદ્ધ બ્રહ્મ અદ્વિતીય, સદાનંદ ને ચૈતન્યમાત્ર આત્માજ છે, અને તે આ સત્યરૂપ આત્મા બ્રહ્મજ છે, બ્રહ્મ આત્માજ છે, ) "**सूक्ष्मात्सूक्ष्मतरं नित्यं तत्त्वमेव त्वमेव तत्**" (સૂક્ષ્મથી વધારે સૂક્ષ્મ ને નિત્ય બ્રહ્મ તુંજ છે, ને તુંજ બ્રહ્મ છે,) અને "**तत्त्वमसि**" ( તે બ્રહ્મ તું છે, ) ઇત્યાદિ ઉપનિષદોનાં વચનો જીવનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ છે એમ સ્પષ્ટરીતે કહે છે. ઉપનિષદોના એ સિદ્ધાંતને અનુસરીને "**सोऽहं स च त्वं स च सर्वमेतत्**" ( તે બ્રહ્મ હું છું, તે બ્રહ્મ તું છે, અને તે આ સર્વ છે, ) "**आत्मनो ब्रह्मणो भेदमसन्तं कः करिष्यति**" (આત્માનો ને બ્રહ્મનો ભેદ નથી, છતાં તે ભેદ કોણ કરશે ? ) "**एकस्त्वमात्मा पुरुषः पुराणः**" ( તું એક આત્મા પ્રાચીન પુરુષ છે, ) "**सकलमिदमहं च वासुदेवः**" ( આ સર્વ ને હું વાસુદેવ છીએ, ) "**जीवो ब्रह्मैव नापरः**" ( જીવ બ્રહ્મજ છે, તેનાથી ભિન્ન નથી, ) અને "**क्षेत्रज्ञं चापि मां विद्धि**" (અને તું મને ક્ષેત્રજ્ઞ–જીવ–પણ જાણ.) ઇત્યાદિ સ્મૃતિઓનાં

વચનો પણ જીવના બ્રહ્મસ્વરૂપનું પ્રતિપાદન કરે છે. આત્મા બ્રહ્મજ છે; સદ્રૂપપણાથી, ચિદ્રૂપપણાથી, આનંદરૂપપણાથી, અવિકારીપણાથી, અસંગપણાથી ને પરિપૂર્ણપણાથી; જે પદાર્થ એવો નથી તે બ્રહ્મ પણ નથી, જેમ અંતઃકરણાદિ; જીવનો ને ઇશ્વરનો ભેદ અસત્ય છે; ઉપાધિએ કલ્પના કરાવેલો હોવાથી; ઘટાકાશના ને મહાકાશના ભેદની પેઠે; અને જીવનો ઉપાધિ જે અંતઃકરણ તે મિથ્યા છે; માયાના કાર્યપણાથી; સ્વપ્નમાં પ્રતીત થતા પદાર્થની પેઠે; ઇત્યાદિ અંતઃકરણને સ્વસ્થ કરનારી અને શ્રુતિ તથા સ્મૃતિને અનુસરનારી યુક્તિઓવડે પણ જીવના વાસ્તવિક સ્વરૂપને જણાવનાર ઉપનિષદોનો સિદ્ધાંત સત્ય પ્રતીત થાય છે. પ્રાતઃકાલમાં પરમભક્તિથી સ્મરણ કરવાયોગ્ય ને પ્રણામ કરવાયોગ્ય પૂજ્ય બ્રહ્મવેત્તાઓનો ભ્રાંતિરહિત અનુભવ પણ જીવબ્રહ્મના અભેદનેજ વિષય કરનારો હોય છે.

" **द्वितीयाद्वै भयं भवति** " ( દ્વૈતથી-જીવોને, જગતને ને ઇશ્વરને પોતાનાથી ભિન્ન સત્યરૂપ માનવાથી-તે માનનારને અવશ્ય તેમનાથી કોઇ પણ પ્રકારનું ભય પ્રતીત થાય છે, ) " **यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुतेऽथ तस्य भयं भवति** " ( જ્યારે આ પુરુષ આ બ્રહ્મમાં અલ્પ પણ ભેદ કરે છે ત્યારે તેને ભય-સંસારસંબંધી દુઃખ-થાય છે, ) અને " **मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति** " ( જે મનુષ્ય અભેદરૂપ બ્રહ્મમાં ભેદના જેવું જુએ છે તે મૃત્યુથી મૃત્યુને પામે છે, ) ઇત્યાદિ શ્રુતિઓ ( ઉપનિષદોનાં વચનો ) ભેદદર્શનને અપકારક કહી તેનો નિષેધ કરે છે, તેથી પણ જીવના વાસ્તવિક સ્વરૂપનો બ્રહ્મથી અભેદ છે એમ સિદ્ધ થાય છે.

" હું સુખી, " " હું દુઃખી, " ને " હું મૂઢ " એવા લોકોના અનુભવથી જીવનું પ્રત્યક્ષપણે સંસારીપણું પ્રતીત થાય છે, તેનો તે

ધર્મોથી અત્યંત રહિત અસંસારી બ્રહ્મની સાથે અભેદ કેવી રીતે સંભવી શકે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહેવાનું કેઃ—સુખ, દુઃખ ને મૂઢતા એ અંતઃકરણના ધર્મો અજ્ઞાનવડે પોતાનામાં ( આત્મસ્વરૂપમાં) માની જીવ પોતાને સુખી, દુઃખી વા મૂઢ માને છે. જેમ બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થા ને મરણ શરીરરહિત આત્માના ધર્મો નથી, તેમ સુખ, દુઃખ, મોહ, ક્ષુધા ને તૃષા પણ અંતઃકરણથી ને પ્રાણથી રહિત આત્માના ધર્મો નથી. બંધ અને મોક્ષ પણ અંતઃકરણમાં રહેલા અજ્ઞાનથી અને જ્ઞાનથી જીવમાં માનવામાં આવે છે, તેથી તે પણ વસ્તુતાએ જ્ઞાનથી અને અજ્ઞાનથી રહિત સર્વદા શુદ્ધસ્વરૂપ, સર્વદા જ્ઞાનસ્વરૂપ, ને સર્વદા મુક્તસ્વરૂપ આત્મામાં નથી.

સર્વ જીવોમાં એકજ શુદ્ધચેતન રહેલું હોવાથી જીવોનું વાસ્તવિક સ્વરૂપ પરસ્પર ભિન્ન નથી. સ્વપ્નમાં પ્રતીત થતા ઘણા જીવો જેમ સાક્ષિચેતનથી ભિન્ન નથી તેમ જાગ્રતમાં પ્રતીત થતા ઘણા જીવો પણ બ્રહ્મથી ભિન્ન નથી. જેમ ઘણા ઘડાઓમાં તે ઘડાઓરૂપ ઉપાધિથી ભિન્ન ભિન્ન પ્રતીત થતાં ઘણાં ઘટાકાશો મહાકાશથી ભિન્ન નથી તેમ અસંખ્ય શરીરોમાં તે શરીરોરૂપ ઉપાધિઓથી ભિન્ન ભિન્ન પ્રતીત થતા જીવો પણ ચેતનરૂપ બ્રહ્મથી ભિન્ન નથી. સુખ, દુઃખ, ક્ષુધા, તૃષા, જન્મ, મરણ, બંધ ને મોક્ષની વ્યવસ્થા વ્યાવહારિક જીવોનું બહુપણું માનવાથી થઇ શકે છે, તેથી જીવોના વાસ્તવિક સ્વરૂપને એક માનવામાં કોઇ પણ પ્રકારની અડચણ આવતી નથી.

કર્મ, ઉપાસના ને જ્ઞાન વ્યાવહારિક જીવોનાં અંતઃકરણોમાં રહેલા મલ, વિક્ષેપ ને આવરણ એ ત્રણ દોષો દૂર કરવામાં ઉપયોગી થાય છે, એટલે તેમને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોને પણ અદ્વૈતવાદમાં નિરર્થકપણાની પ્રાપ્તિ થતી નથી, તેમજ અજ્ઞાનની નિવૃત્તિ થતાસુધી પ્રત્યક્ષા-

દિ છ પ્રમાણો પણ ઉપયોગી હોવાથી તે પણ આ સિદ્ધાંતમાં નિરર્થક થતાં નથી.

જો દ્વૈતને સત્ય માનીએ તો " **सत्यं ज्ञानमनन्तं ब्रह्म** " (સત્યરૂપ, જ્ઞાનરૂપ ને પરિચ્છેદથી રહિત બ્રહ્મ છે, ) " **एकमेवाद्वितीयं ब्रह्म** " ( બ્રહ્મ એકજ અદ્વિતીય છે, ) " **एको रुद्रो न द्वितीयोऽवतस्थे** " ( એક બ્રહ્મ છે, બીજા સ્થિત નથી, ) " **एको देवो नारायणः** " ( એક સ્વયંપ્રકાશ બ્રહ્મ છે, ) " **एक एव हि भूतात्मा** " (એકજ સર્વ ભૂતોનો આત્મા છે.) " **एकं सद्विप्रा बहुधा वदन्ति** " (એક બ્રહ્મને વિદ્વાનો બહુ પ્રકારે કહે છે,) " **एकः सन् बहुधा विचचार** " (એક છતાં બહુ પ્રકારે વિચરતા હવા,) " **एकं सन्तं बहुधा कल्पयन्ति** " ( એક છતાં બહુ પ્રકારે કલ્પે છે, ) " **एको दाधार भुवनानि विश्वा** " (એક સર્વ ભુવનોને ધારણ કરતા હવા,) " **एको देवो बहुधा संनिविष्टः** " (એક સ્વયંપ્રકાશ બહુ પ્રકારે પ્રવેશ પામેલા છે, ) " **त्वमेकोऽसि बहूननुप्रविष्टः** " (તું એક છે, ને ઘણામાં અનુપ્રવેશ પામેલો છે,) " **तदेतद्ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्यं** " ( તે આ બ્રહ્મ કારણથી રહિત, કાર્યથી રહિત, પરિચ્છેદવિનાનું ને જાતિ આદિ વિશેષોથી રહિત છે,) "**ईशा वास्यमिदं सर्वं** " (આ સર્વ બ્રહ્મવડે ઢાંકી દેવાયોગ્ય છે,) "**सद्धीदं सर्वं चिद्धीदं सर्वं**" (આ સર્વ સતજ છે, આ સર્વ ચેતનજ છે,) "**पुरुष एवेदं सर्वं** " (બ્રહ્મજ આ સર્વ છે,) " **ब्रह्मैवेदं विश्वं** " (બ્રહ્મજ આ સર્વ છે,) "**मायामात्रमिदं द्वैतं**" (આ દ્વૈત માયામાત્ર છે,) "**नेह नानास्ति किञ्चन**" (અહિં-બ્રહ્મમાં-કાંઇ પણ ભેદ નથી,) ને "**न ह्यस्ति द्वैतसिद्धिः**" (દ્વૈતની સિદ્ધિ નથીજ,) ઇત્યાદિ શ્રુતિઓની સાથે; તથા " **तस्मान्न विज्ञानमृतेऽस्ति किंचित्** " ( તેથી

વિજ્ઞાનાવિના કાંઇ નથી,) "**विशुद्धं ज्ञानमेवैकं**" (એક નિર્મલ જ્ઞાન-જ છે,) "**मत्तः परतरं नान्यत्**" ( મારાથી વધારે શ્રેષ્ઠ અન્ય નથી,) "**वासुदेवः सर्वमिति**" (વાસુદેવ સર્વ છે એમ,) "**सर्वभूतस्थितं यो मां**" (જે સર્વભૂતોમાં રહેલા મને,) ને "**वेदार्थःपरमाद्वैतम्**" (વેદનો અર્થ પરમ અદ્વૈત છે,) ઇત્યાદિ સ્મૃતિઓની સાથે; અને બ્રહ્મ અદ્વિતીય છે, અનંતપણાથી ને સર્વના આત્મરૂપપણાથી, જે વસ્તુ એવી નથી તે અદ્વિતીય નથી, જેમ આકાશ; ઇત્યાદિ યુક્તિઓની સાથે વિરોધ આવે.

નેત્રાદિ ઇંદ્રિયોવડે અનુભવાતું આ નામ, રૂપ ને ક્રિયાવાળું જગત્ વ્યવહારપક્ષે જડ ગણાય છે. વ્યવહારપક્ષે તે જડ જગત્ આકાશાદિ ભૂતોમાંથી ઉપજ્યું છે. આકાશાદિ ભૂતો માયા વા પ્રકૃતિમાંથી ઉપજ્યાં છે. એ માયા વા પ્રકૃતિ ચેતનરૂપ બ્રહ્મને આશરે રહેલી છે, વા તે ચેતનરૂપ બ્રહ્મનો મિથ્યા (કલ્પિત–વ્યાવહારિક) સ્વભાવ છે.

"**तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी ॥**" (પ્રસિદ્ધ તે આ આત્મરૂપ બ્રહ્મથી–બ્રહ્મના કલ્પિત સ્વભાવરૂપ માયાથી–આકાશ ઉપજ્યું, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જલ, ને જલથી પૃથિવી ઉપજી,) એ શ્રુતિમાં બ્રહ્મને આશરે રહેલી માયામાંથી આ આકાશાદિ જડ ભૂતો ક્રમથી ઉપજ્યાં છે એમ કહ્યું છે. જડની બ્રહ્મથી ભિન્ન સ્વતંત્ર સત્તા ન હોવાથી તે જડ ભૂતો ને તેના કાર્યરૂપે મનાતો આ પ્રતીત થતો સર્વ જડ પ્રપંચ (સર્વ જગત્) વસ્તુતાએ બ્રહ્મજ છે એમ "**सर्वं खल्विदं ब्रह्म**" (આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે,) ને "**ब्रह्मैवेदममृतं पुरस्ताद्ब्रह्म पश्चाद्ब्रह्म दक्षिणतश्चोत्तरेण । अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् ॥**" (જે આ નામરૂપવાળા પદાર્થો

આગળ પ્રતીત થાય છે તે સર્વે અવિનાશિરૂપ બ્રહ્મજ છે, જે પાછળ પ્રતીત થાય છે તે પણ બ્રહ્મજ છે, જે જમણીબાજી અને ડાબીબાજુ તથા ઉપર અને નીચે પ્રસરી રહેલી વસ્તુઓ પ્રતીત થાય છે તે પણ બ્રહ્મજ છે, આ સર્વે બ્રહ્મજ છે,–આ જગત્ શ્રેષ્ઠતમ એટલે બ્રહ્મ છે,) ઇત્યાદિ શ્રુતિઓ આ સર્વે દૃશ્યનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મજ છે એમ કહે છે, એટલે જીવો જેમ વસ્તુતાએ અધિષ્ઠાનરૂપ બ્રહ્મથી ભિન્ન નથી તેમ આ જગત્ પણ વસ્તુતાએ અધિષ્ઠાનરૂપ બ્રહ્મથી ભિન્ન નથી

જો આ જડ જગતને બ્રહ્મથી ભિન્ન ને બ્રહ્મના જેવું સત્ય માનવામાં આવે તો અદ્વૈતનું નિરૂપણ કરનારી શ્રુતિઓને મિથ્યા કથન કહેનારી કહેવી પડે, જે આસ્તિકને મને અયોગ્ય છે. વળી આ જડ જગતને જો ત્રણે કાલમાં રહેનારું માનવામાં આવે તો જડનો સદ્ભાવ સર્વદા રહેવાથી મુમુક્ષુઓને અદ્વૈતબ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષનો લાભ થઈ શકશે નહિ.

માયાસહિત ચેતન ઈશ્વર કહેવાય છે. તે ઈશ્વર પણ તેમાં રહેલ માયારૂપ જડ અંશને વિચારવડે દૂર કરતાં બ્રહ્મરૂપેજ અવશેષ રહે છે એવી રીતે સૃષ્ટિકર્તા ને કર્મફલપ્રદાતા ઈશ્વરનું વાસ્તવિક સ્વરૂપ પણ બ્રહ્મજ છે. એ બ્રહ્મ સદ્રૂપ, જ્ઞાનરૂપ, આનંદરૂપ ને વ્યાપક છે એમ " **सत्यं ज्ञानमनन्तं ब्रह्म** " (બ્રહ્મ સત્યરૂપ, જ્ઞાનરૂપ અને દેશ કાલ ને વસ્તુથી વિભાગ નહિ પામનારું–વ્યાપક–છે,) તથા " **विज्ञानमानंदं ब्रह्म** " ( બ્રહ્મ વિજ્ઞાનરૂપ ને આનંદરૂપ છે, ) ઇત્યાદિ ઉપનિષદોનાં વચનો કહે છે.

એ બ્રહ્મ સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ હોવાથી તે બ્રહ્મમાં મૃત્યુ વિનાશ, અજ્ઞાન, દુઃખ, શોક ને ભયનો લેશ પણ નથી. એ બ્રહ્મને સાક્ષાત્કાર કરી તે સ્વરૂપે સ્થિતિ કરવી તે **મોક્ષ** છે. " **तमेव विदि**

**त्वाऽतिमृत्युमेति नान्यः पंथा विद्यतेऽयनाय**" (તે બ્રહ્મનેજ જાણી-ને મનુષ્ય મૃત્યુનું ઉલ્લંઘન કરે છે, મોક્ષને માટે અન્ય સાધન નથી, ) "**त्वं हि नः पिता योऽस्माकमविद्यायाः परं पारं तारयसि**" (હે ભગવન્! આપજ અમારા સાચા પિતા છો, જે આપ અમને અજ્ઞાનના સામા પારપ્રતિ તારો છો,–અજ્ઞાનરહિત બ્રહ્મની પ્રાપ્તિ કરાવો છો,) "**यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः । तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति ॥**" ( જ્યારે મનુષ્યો હરણ આદિના ચામડાની પેઠે આકાશને વીંટી શકવા સમર્થ થશે ત્યારે બ્રહ્મને જાણ્યા વિના મનુષ્યોનાં દુઃખોનો અંત આવશે, ) "**तरति शोकमात्मवित्**" (આત્માથી અભિન્ન બ્રહ્મને જાણનાર શોકને તરે છે, ) "**आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन**" (બ્રહ્મસ્વરૂપના આનંદને જાણુ-નાર કોઇથી ભય પામતો નથી,) "**यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दतेऽथ सोऽभयं गतो भवति**" (જ્યારે આ મુમુક્ષુ આ ઇંદ્રિયોના અવિષયરૂપ, સ્વરૂપપણા-વડે સ્વકીયપણાથી રહિત, શબ્દની શક્તિવૃત્તિવડે ન કહી શકાય એવા, ને પોતાના મહિમામાં સ્થિત બ્રહ્મમાં ભયના હેતુરૂપ દ્વૈતથી રહિત સુસ્થિરતાને પામે છે, ત્યારે તે મુમુક્ષુ અભયને પામેલો થાય છે, ) "**अभयं वै जनक प्राप्तोऽसि**" (હે જનક! તમે અભયરૂપ બ્રહ્મનેજ પ્રાપ્ત થયા છો, ) ને "**ब्रह्म वेद ब्रह्मैव भवति**" ( જે બ્રહ્મને જાણે છે તે બ્રહ્મજ થાય છે, ) ઇત્યાદિ શ્રુતિઓ એ અર્થનેજ કહે છે.

જડ વિકારી ને વિનાશી છે, અને ચેતન અવિકારી ને અવિ-નાશી છે, એવી સમજરૂપ વિવેક; બ્રહ્મલોકસુધીના સર્વ ભોગ્ય પદાર્થો-ને અસત્, તુચ્છ ને બંધન કરનારા સમજી તેમાં રહેલી આસક્તિના પરિ-ત્યાગરૂપ વૈરાગ્ય; મનને વશ રાખવારૂપ શમ, જ્ઞાનેંદ્રિયોને તથા કર્મેંદ્રિયોને

વશ રાખવારૂપ દમ, પોતાના સદ્ગુરુનાં વચનોમાં ને સત્શાસ્ત્રોનાં વચનોમાં સમજવાળા અડગ વિશ્વાસરૂપ શ્રદ્ધા, અનુકૂલપ્રતિકૂલપ્રસંગની પ્રાપ્તિના સમયમાં મનને હર્ષખેદરૂપ વિક્ષેપને વશ ન થવા દેવારૂપ સમાધાન, રાગદ્વેષ ઉપજાવનારા સર્વે દશ્ય વિષયોભણી તથા તે વિષયોનાં સાધનો-ભણી અંતઃકરણની સ્વાભાવિક ઉદાસીનતાજેવી સ્થિતિરૂપ ઉપરતિ, ને ટાઢતડકો, ભૂખતરસ, માનાપમાન ને સુખદુઃખને સહન કરી શકવા-ના સામર્થ્યરૂપ તિતિક્ષા એ છ સંપત્તિ; મોક્ષ પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છારૂપ મુમુક્ષુતા; શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુના વિધિવત્ શરણ-પૂર્વક તેઓશ્રીની પાસેથી માત્ર મોક્ષની ઇચ્છા રાખીને ઉપનિષદોનું, વા ઉપનિષદોને અનુસરતા કોઇ ગ્રંથનું, કે તેમના ઉપદેશનું પરમાદરપૂર્વક એકાગ્રચિત્તે શ્રવણ; તેમણે શ્રવણ કરાવેલા ગ્રંથના કે ઉપદેશના વિષય-નું એકાંતમાં બેસી અંતઃકરણની સ્વસ્થતામાટે સુયુક્તિઓવડે દૃઢીકરણ કરવારૂપ મનન; અને એવા મનનવડે નક્કી કરેલા એકજ અદ્વિતીય બ્રહ્મનું પરમાદરપૂર્વક દૃઢ ધ્યાનરૂપ વા સતત વિચારરૂપ નિદિધ્યાસન એ સાધનોના પરિપાકથી સાધક મનુષ્યને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, ને એ સાક્ષાત્કારવડે તે મનુષ્યને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

અહિં સર્વત્ર એક ને અસંગ બ્રહ્મજ છે, તેનાથી ભિન્ન અન્ય જે કાંઇ પ્રતીત થાય છે તે સદ્ઘન બ્રહ્મને આશ્રયે રહેલી અસંખ્ય પેટા શક્તિઓવાળી માયાનામની મહાશક્તિનાં પરિણામો છે. પોતાના અંતઃકરણને પરમપવિત્ર, પરમ એકાગ્ર, ને નિરાવરણ કર્યા વિના મનુષ્ય-થી આ સિદ્ધાંત સ્પષ્ટ રીતે સમજી શકાતો નથી, તેથી આ સિદ્ધાંત-થી કાંઇક ઊતરતા પ્રકારના નિશ્ચયો ઉપનિષદોના સિદ્ધાંતરૂપે કેટલાક વિદ્વાનોએ તેવા અધિકારવાળા મનુષ્યોને ઉદ્દેશીને દર્શાવેલા છે તે તેવા અધિકારવાળાઓને ઉપયોગી છે. તેમાં કેટલાક વિદ્વાનો બ્રહ્મરૂપ પૂર્ણ-

પુરુષોત્તમ પોતાની ઇચ્છાવડે જગદાકાર પ્રતીત થયા છે એમ કહે છે. જીવો ને જગત્ એ પૂર્ણપુરુષોત્તમથી ભિન્ન નથી, છતાં તેઓશ્રીની ઇચ્છાથી તે બંને તેઓશ્રીથી ભિન્ન પ્રતીત થાય છે. તે વિદ્વાનો માયાનો સ્વીકાર કરતા નથી, પણ પૂર્ણપુરુષોત્તમની ઇચ્છાનો સ્વીકાર કરે છે. સારગ્રાહી બુદ્ધિવાળા વિવેકી પુરુષોની દૃષ્ટિએ એ ઇચ્છા માયાથી ભિન્ન પ્રતીત થતી નથી, એટલે ઇચ્છા ને માયામાં માત્ર શબ્દનોજ ભેદ છે, અર્થનો ભેદ નથી. તે વિદ્વાનોએ કરેલા નિર્ણયપ્રમાણે પૂર્ણપુરુષોત્તમની ભક્તિ કરનારા જીવો પૂર્ણપુરુષોત્તમના સાયુજ્યને પામે છે. કેટલાક વિદ્વાનો ઉપનિષદાદિનો આધાર ગ્રહણ કરીને કહે છે કે વ્યવહારકાલે જગત્, જીવો ને બ્રહ્મ ભિન્ન ભિન્ન પ્રતીત થાય છે, પણ બ્રહ્મની ઉપાસનાવડે જે જીવનું હૃદય યોગ્યતાવાળું થાય છે તે જીવને મોક્ષકાલે જગત્ ને જીવો બ્રહ્મરૂપે પ્રતીત થાય છે, અર્થાત્ વ્યવહારકાલે દ્વૈત સત્ય છે, ને પરમાર્થકાલે અદ્વૈત સત્ય છે. કેટલાક વિદ્વાનો ઉપનિષદાદિનો આશ્રય લઇને કહે છે કે બ્રહ્મરૂપ વાસુદેવ, જીવો ને જગત્ એ ત્રણે અનાદિ ને અનંત છે, તથા પરસ્પર ભિન્ન છે, પણ મોક્ષકાલે મોક્ષ પામેલા જીવો લગભગ વાસુદેવના જેવા થાય છે. કેટલાક વિદ્વાનો ઇશ્વિર, જીવો ને જગતને ભિન્ન ભિન્ન માને છે, તથા તેમને અનાદિ ને અનંત માને છે, અને જીવો મોક્ષકાલે પણ જીવોજ રહે છે, ઇશ્વિરસ્વરૂપ કે લગભગ ઇશ્વિરજેવા થતા નથી. આમ કહેવામાં તેઓ પણ ઉપનિષદાદિનો આશ્રય ગ્રહણ કરે છે.

ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા ને ઉત્તરમીમાંસા એ ૭ દર્શનોમાંનાં પ્રથમનાં ચાર દર્શનો ઉપનિષદોને પરમપ્રમાણ માની પોતાના પ્રમેયો સિદ્ધ કરવા પ્રવૃત્ત થતાં નથી; માટે તેમણે નક્કી કરેલા પ્રમેયો ઉપનિષદોના સિદ્ધાંતના પગથિયારૂપ છતાં પણ ઉપનિષદોના

સિદ્ધાંતરૂપ નથી. તેમાં પ્રથમનાં બે દર્શનોનો બુદ્ધિની સૂક્ષ્મતા કરવામાં ઉપયોગ છે, ને ત્રીજા તથા ચોથા દર્શનનો ઉપયોગ ઉપનિષદોમાં કહેલા બ્રહ્મસાક્ષાત્કારના સાધનરૂપ નિદિધ્યાસનમાં થાય છે. પૂર્વમીમાંસા વેદના મંત્રભાગનો ને બ્રાહ્મણભાગનો અભિપ્રાય સ્પષ્ટ કરવામાં પ્રવૃત્ત છે, તેમાં નક્કી કરેલાં કર્મો નિષ્કામબુદ્ધિએ કરવાથી તે કર્મ કરનારના અંતઃકરણની શુદ્ધિ થાય છે, માટે તે દર્શનનો અંતઃકરણની શુદ્ધિમાં ઉપયોગ છે; અને ઉત્તરમીમાંસા ઉપનિષદોને પરમપ્રમાણ માની તેમનો સમન્વય કરી તેમનો સિદ્ધાંત પ્રમાણવડે ને યુક્તિવડે સમજાવે છે, માટે તે દર્શન ઉપનિષદોનો સિદ્ધાંત સમજાવનારું ગણાય છે.

પુરાણો અને ઉપપુરાણો ઉપનિષદોના સિદ્ધાંતને પરમપ્રમાણ ગણી પરમાત્માની ભક્તિના સ્વરૂપાદિનું વર્ણન કરે છે. ધર્મશાસ્ત્રોમાં, મંત્રગ્રંથોમાં ને તંત્રગ્રંથોમાં પણ ન્યૂનાધિક અંશે ઉપનિષદોના સિદ્ધાંતનું નિરૂપણ હોય છે.

અંતઃકરણની વિશુદ્ધિ અને તેની ઉત્તમ પ્રકારની એકાગ્રતાવિના ઉપનિષદોનો મુખ્ય સિદ્ધાંત મનુષ્યને સંશય ને વિપર્યયથી રહિત સ્પષ્ટ સમજી શકાતો નથી, માટે જે મનુષ્યો પક્ષપાતરહિત બુદ્ધિથી પ્રમાણવડે ને યુક્તિવડે ઉપનિષદોનો મુખ્ય સિદ્ધાંત જાણવાની તીવ્ર ને નિર્દોષ ઇચ્છા રાખતા હોય તે મનુષ્યોએ પ્રથમ પોતાના અંતઃકરણને વિશુદ્ધ ને પરમ એકાગ્ર કરી પછી યોગ્ય પુરુષદ્વારા ઉપનિષદોનો મુખ્ય સિદ્ધાંત સમજવાનો પરમાદરપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ.

હે સજ્જનો ! પરમપ્રમાણરૂપ ઉપનિષદોનો મુખ્ય સિદ્ધાંત ઉત્તમપ્રકારે સમજ્યા વિના મનુષ્યથી પરમપ્રાપ્તવ્યને પ્રાપ્ત કરવાનો યથાયોગ્ય ઉદ્યોગ કરી શકાતો નથી, ને તેવો ઉદ્યોગ કર્યા વિના તેનાથી પરમપ્રાપ્તવ્ય પ્રાપ્ત કરી શકાતું નથી. હે મુમુક્ષુઓ ! તમારામાંથી જેઓ

આ લોકના વિષયોનાં સુખોમાંજ સંપૂર્ણપણાની બુદ્ધિ રાખનારા હોય તેમને તો તમે તે તે વિષયસુખોનો વિવેકપૂર્વક ઉપભોગ કરતા રહી પોતાના અંતઃકરણને ધીરે ધીરે તે વિષયસુખોમાં સંતોષવાળું કરતાં શીખો એટલુંજ હમણાં સૂચવવાનું છે. તમારામાંથી જેઓ સ્વર્ગના વિષયોનાં સુખોમાં લાલસાવાળા હોય તેમને તમારે સ્વર્ગની પ્રાપ્તિના હેતુભૂત કર્મો વિવેકપૂર્વક કરવાં, અને તે વિષયસુખોનો, તેના પરિણામનો, ને તેની પ્રાપ્તિ કરવામાં કરવા પડેલા શ્રમનો વિવેકપૂર્વક વિચાર કરવો, એટલુંજ સૂચવવું પૂરતું છે. જેઓ પોતાના અંતઃકરણની શુદ્ધિમાટે શાસ્ત્રોક્ત વિહિત કર્મ પ્રીતિપૂર્વક કરતા હોય તેમણે પોતાના અંતઃકરણની પૂરતી શુદ્ધિ થતાસુધી તે કર્મો શ્રદ્ધા ને સાવધાનતાથી કર્યા કરવાં એટલોજ ઉપદેશ તેમને હમણાં પૂરતો પ્રતીત થાય છે. તમારામાંથી જેઓ ઉપાસનાવડે પોતપોતાના ઇષ્ટદેવના લોકની પ્રાપ્તિ કરવા ઇચ્છતા હોય તેમણે શ્રદ્ધાદિ સાધનોસહિત પોતપોતાના ઇષ્ટદેવની ઉપાસનાનો પરિપાક કરવા પ્રયત્ન કરવો જોઇએ. તમને ઉપનિષદોના જે ગૌણ સિદ્ધાંતમાં તમારા પ્રારબ્ધથી ને સંસર્ગથી અભિરુચિ પ્રકટી હોય તે ગૌણ સિદ્ધાંતની ઉપનિષદોના મુખ્ય સિદ્ધાંતની સાથે જ્યારે તમારું મન પક્ષપાતરહિત ને શાંત હોય ત્યારે સરખામણી કરતા રહેશો, અને અંતઃકરણનો ને ધર્મનો પરિપૂર્ણ વિકાસ કયા સિદ્ધાંતમાં છે તે જોજો. આવો નિર્ણય કરતી વેલા તમારા અંતઃકરણમાં દુરાગ્રહનો લેશ પણ પ્રવેશ બનતાસુધી થવા દેશો નહિ. જો તમે આવો પ્રયત્ન કરતા રહેશો તો પરિણામે તમને ઉપનિષદોનો મુખ્ય સિદ્ધાંત સમજાયા વિના રહેશે નહિ. તમારામાંથી જેઓ વિવેકાદિ સાધનો પ્રાપ્ત કરી ઉપનિષદોનો મુખ્ય સિદ્ધાંત સમજવા પરમકારુણિક, શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષની

પાસેથી ઉપનિષદાદિનું શ્રવણાદિ કરતા હોય તેમણે પોતપોતાના ક્રરણાદિના કુસ્વભાવોને દૂર રાખી ઉપનિષદોનો મુખ્ય સિદ્ધાંત સમજાય, ને તે પોતપોતાના અનુભવનો વિષય થાય, ત્યાંસુધી પોતનો શુભ પ્રયત્ન ચાલુ રાખવો જોઇએ. કોઇ પણ કારણથી વચ્ચે નજ અટકી પડવું જોઇએ.

જે બ્રહ્મસ્વરૂપનું ઉપનિષદો નિરૂપણ કરે છે તે બ્રહ્મસ્વરૂપમાં સુ. મુમુક્ષુઓ અભેદભાવે સ્થિતિ કરવા સમર્થ થાઓ એમ ઇચ્છી માનમાં આ વિષય સમાપ્ત કરવામાં આવે છે. ૐ.

## પુસ્તકોનું વિજ્ઞાપન.